અભિપ્રાય અને ચર્ચા માટે

# ગુજરાતી ભાષાના વધુ અભ્યાસ, વિકાસ અને વૃદ્ધિ અર્થે યુનિવરસિટિની યોજના.


લેખક અને પ્રકાશક,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ;

અમદાવાદ.



આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦. ૧૯૧૯

અમદાવાદ.

ધી ડાયમડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમા

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય ૦-૦-૩.

# ગુજરાતી ભાષાના વધુ અભ્યાસ, વિકાસ અને વૃદ્ધિ અર્થે યુનિવરસિટિની યોજના.

માતૃભાષાના સવાલે હિન્દી સમાજનું હમણા ખૂબ ધ્યાન ખેંચ્યું છે અને પ્રજાનો કેળવાયલો અને વિચારવંત વર્ગ તેના લાભાલાભ વિશે, ભારે ઉહાપોહ કરી રહ્યો છે. માતૃભાષાનો ઉપયોગ દેશના આગેવાનોને પૂર્વે માત્ર ઇચ્છવા યોગ્ય જણાતો હતો તે અત્યારે આવશ્યક લાગે છે અને એમની પ્રતીતિ થઇ છે કે જનસમૂહને પહોંચી વળવાને અને જાગ્રત કરવાને માતૃભાષા એજ ખરૂં અને એકલું સાધન છે. પ્રજા જીવનના વિકાસ માટે ઉંચી કેળવણી જરૂરની છે અને માતૃભાષા સિવાય તે અન્ય રીતે શક્ય નથી. એની મહત્તા અને ઉપયોગની અત્યારે ગણના થઇ છે પરંતુ જે હેતુથી અને જે સ્વરૂપમાં એ પ્રશ્ન હાલ ચર્ચાય છે, તેના સંબંધમાં કેળવણીમાં રસ લેતા અને હિત ધરાવતા મંડળોમાં સખ્ત મતભેદ પડેલો છે અને તે વિવાદનો વિષય થએલો છે. અગાઉ સ્વ. રાનાડેએ માતૃભાષાનો ઉત્કર્ષ થવા, તેને યુનિવરસિટિના અભ્યાસક્રમમાં સ્થાન આપવા પ્રયાસ કર્યો હતો અને કંઇક અંશે તે સફળ થયો હતો. પણ જેમણે આ પ્રશ્ન ફરીથી ઉપાડી લીધો છે, એમની હિલચાલમાં માતૃભાષા પ્રત્યેના પ્રેમ કરતાં વિશેષ અર્થ રહેલો છે. એ રીતે તે હિલચાલ એમને આનંદદાયક છે. એમનું દૃઢ માનવું છે કે ચાલુ કેળવણી પદ્ધતિ ખામીવાળી છે અને વિદ્યાર્થી વર્ગપર તેનો બોજો અસહ્ય અને હાનિકારક છે. માટે તેના નિવારણ અર્થે–ઇલાજરૂપે–માધ્યમિક શિક્ષણ ઇંગ્રેજીને બદલે બહુધા માતૃભાષા મારફત અપાવું જોઇએ અને એ હેતુથી પ્રેરાઇને તેમણે માતૃભાષાના પ્રશ્નને આગળ કર્યો છે. કેળવણીનું વાહન ઇંગ્રેજી નહિ પણ માતૃભાષા હોવું જોઇએ તે આ પ્રશ્નનું કેન્દ્રસ્થાન છે અને બધો મતભેદ અને ચર્ચા, કેળવણીનું વાહન કયું હોવું જોઇએ? ઇંગ્રેજી કે માતૃભાષા–એજ મુદ્દાપર અવલંબી રહ્યા છે. વડી ધારાસભામાં, ડિરેકટરોની કોન્ફરન્સમાં, કેળવણી પરિષદમાં, માસિકો અને પેપરોમાં, જાહેર અને ખાનગી ચર્ચામાં આ પ્રશ્ન–કેળવણીનું વાહન–માતૃભાષા વિરુદ્ધ ઇંગ્રેજી–તેના વિધવિધ સ્વરૂપમાં અને ભિન્ન ભિન્ન દૃષ્ટિ બિન્દુથી સારી પેઠે ચર્ચાયો છે પણ તેનો તોડ આવી શક્યો નથી અને ઉલટું વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા એવા બે સામસામી પક્ષો સજજડ બંધાઇ ગયા છે.

એક પક્ષ જેને ઇંગ્રેજીની મોહિની લાગેલી છે તે પ્રમાણિકપણે માને છે કે ઇંગ્રેજી ભાષાની ખૂબી અનન્ય છે અને તે જ્ઞાનની લ્હાણી અન્ય બંધુઓને અવશ્ય મળવી જોઇએ. તે આપણી રાષ્ટ્ર ભાષા છે; રાજ્યતંત્ર માટે તે આવશ્યક છે. તેનું સાહિત્ય સમૃદ્ધ અને વિશાળ છે. બહારની દુનિયામાં અત્યારે ઇંગ્રેજીનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આપણું પ્રજાકીય ઐક્ય અને રાષ્ટ્રજીવન તેને આભારી છે. બ્રિટિશ સાથે આપણો સંબંધ કાયમ માટે સંકળાયલો છે. વાસ્તે ઇંગ્રેજીનો અભ્યાસ કમી થાય એવું કાંઇ પણ પગલું લેવાવું જોઇએ નહિ. ઉલટું તેના પરનું સ્વામિત્વ વધે એવા પ્રયાસ થવા જરૂરના છે. કેળવણીનું વાહન ઇંગ્રેજીને બદલે માતૃભાષા કરવાથી ઇંગ્રેજીને ગૌણપદ મળશે અને તેનો અભ્યાસ ઓછો થવાથી તે ભાષાપરનો

ઝાઝું ઘટી જશે. જે સંજોગોમાં આપણે મૂકાયા છીએ તે વિચારતાં આ ફેરફારનું પરિણામ વિપરિતજ આવે. વિરુદ્ધ પક્ષ આ દલીલોનો સબળ રદીઓ આપે છે અને કહે છે કે સૂચવેલા ફેરફારમાં ઇંગ્રેજીનો નિષેધ કરેલો નથી. હાલ તેનું જે સ્થાન છે તે કાયમજ છે અને તેનું શિક્ષણ પણ ફરજીઆત છે. તેનું જ્ઞાન આવશ્યક માન્યું છે અને તે હરેક પ્રકારે મેળવવું જોઇએ તે માટે સૌ કોઇ સંમત છે. પણ ઉછરતી અને ભવિષ્યની પ્રજાનું હિત જોતાં, કેળવણીના વાહનનો પ્રશ્ન અગત્યનો છે અને કેળવણીક્રમમાં તેને મૂખ્ય સ્થાન અવશ્ય મળવું જોઇએ. ચાલુ સ્થિતિ કદાચ કાયમ રહે તોપણ લાંબા કાળપર્યંત પ્રજાના મોટા સમૂહને ઇંગ્રેજીનો લાભ મળવા સમૂળગી આશા જણાતી નથી. પણ નવા ફેરફારથી-માતૃભાષાનો બહોળો ઉપયોગ અને પ્રચાર થવાથી તે લાભ ઘણાને અને સત્વર મળશે એ ચોક્કસ છે. વળી અગવડ અને મુશ્કેલીઓની જે ભીતિ બતાવવામાં આવે છે તેમાં પણ ઝાઝું વજૂદ નથી. વેપાર અને વ્યવહારની સુગમતાને તેથી હાનિ પહોંચવાની નથી. આ વસ્તુઓ આજે કાંઇ નવીન ઉદ્ભવતી નથી. પ્રાચીન સમયથી તે ચાલુ છે. જે વસ્તુની જરૂર જણાશે તે પ્રજા સ્વતઃ મેળવી લેશે. વળી પ્રજાનું ઐક્ય એ એક નવિન ભ્રમ છે.* બ્રિટિશ અમલપૂર્વે હિન્દી પ્રજાનું ઐક્ય અને સમાજનું બંધારણ બહુ સંગીન અને મજબુત પાયાપર રચાયાં હતાં, જે આજના દેખાતા ભાષાના ઐક્ય બળ કરતાં વધારે ટકાઉ અને વ્યાપક છે. ધર્મ અને સાહિત્યની ભાવનાથી, સમાજની વ્યવસ્થા અને બંધારણથી હિન્દી પ્રજા પ્રાચીન સમયથી મજબુત સંકલાએલી છે, એકત્ર છે. અને તે વડે આજદિન સુધી તેનું ગૌરવ અને સંસ્કૃતિ સચવાઇ રહ્યાં છે. વિશેષમાં,-ખાસ કરીને-આખો પ્રશ્ન પ્રજાકીય દૃષ્ટિએ વિચારાવો જોઇએ છે. અત્યારે કેળવણીની શી સ્થિતિ છે ! વસ્તીનો કેટલો મોટો ભાગ પ્રાથમિક કેળવણી વિના સડે છે ? ઇંગ્રેજી કેળવણી લીધેલાની સંખ્યા કેટલી જૂજ છે ? જનસમૂહ માટે એ વર્ગે શું કર્યું છે ? જ્યાં હજી ૯૨ ટકાને પ્રાથમિક કેળવણી મળવાને વાખા પડે છે, ત્યાં ઇંગ્રેજી કેળવણીની આશા કેવી ? તે સાથે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન વિસરવો જોઇતો નથી અને જનસમૂહને ઉંચી કેળવણી આપવાનો પ્રશ્ન હજી આપણી સમક્ષ ખડો છે ! વળી સ્વાભાવિક માર્ગ કયો છે ? અન્ય દેશોનો ઇતિહાસ આપણને શું શિખવે છે ? કયે માર્ગે પ્રજાહિત વધારે સચવાશે અને ઉન્નતિ જલદી થશે ?

આ પ્રમાણે બંને પક્ષ વચ્ચે જબરો મતભેદ અને વિરુદ્ધતા છે. જો કે બન્ને પક્ષોનો હેતુ-અંતિમ લક્ષ્ય-એકજ છે છતાં તે સાધ્ય કરવાનો માર્ગ એટલા જૂદા વિરુદ્ધ દૃષ્ટિ કોણથી જોવાય છે અને તે માટે એટલો આગ્રહ છે કે કેટલાક વર્ષો સુધી તેનું સંતોષકારક સમાધાન આવવું સંભવિત નથી. વળી એકલા પ્રજામતપર તેની ફતેહ રહેલી નથી. જ્યાં સુધી સરકાર એ અભિપ્રાય સાથે સંમત ન થાય ત્યાં સુધી એ નિર્ણયની ઝાઝી અસર થવાની નથી. તે અભિપ્રાય એકપક્ષી-પાંગળો-રહેવાનો. સરકારી કેળવણી ખાતુ તે સિદ્ધાંત સ્વીકારે અને તે અમલમાં મૂકે તોજ ધારેલું પરિણામ આવે; નહિ તો તે માત્ર શુભેચ્છા રહે. પણ અત્યારની વિરુદ્ધ સ્થિતિમાં સરકાર તે જવાબદારી નજ સ્વીકારે એ સ્પષ્ટ છે.[1] દરમ્યાન માતૃભાષાના

---

* We are sometimes told that union for India will result from the spread of the English language. This I see no reason to believe, × × ×
—*Sir James Meston.*—Allahabad University Convocation Address Nov. 17.

૧ જુઓ-લૉર્ડ ચેમ્સફર્ડનું ભાષણ-સીમલા કોન્ફરન્સ-ઑગષ્ટ ૧૭.

પક્ષકારોએ ખાનગી શાળાઓમાં વધુ પ્રમાણમાં તેનો ઉપયોગ કરી, તેની સરસાઇ પ્રત્યક્ષ બતાવી આપવી અને પ્રજામત કેળવવો એ તાત્કાલિક જરૂરી કાર્ય છે.

કેળવણીના વાહનનો વિવાદગ્રસ્ત પ્રશ્ન બાજુએ રાખતા, આખી ચર્ચા રસિક થયેલી છે અને તે પરથી જે એ ત્રણ મુદ્દાઓ સ્પષ્ટ જણાઇ આવે છે અને ધ્યાન રોકે છે, તે વિસરાવા જોઇતા નથી અને વેળાસર તેનો ઉપયોગ થવાની–લાભ લેવાવાની–ખરી અગત્ય છે.

૧. સૌ કોઇ કબૂલ કરે છે કે માતૃભાષા અને સાહિત્યની ખીલવણી અને સમૃદ્ધિ થવા સત્વર અને ચાંપતા ઉપાય યોજવા જોઇએ છીએ. સન ૧૮૫૪ ના સર ચાર્લ્સ વુડના ખરીતામાં એવી આશા દર્શાવવામાં આવી હતી કે ઇંગ્રેજી કેળવણી લીધેલો શિક્ષિત વર્ગ ઇંગ્રેજી સાહિત્ય માતૃભાષામાં ઉતારશે અને એ રીતે તે જ્ઞાનનો લાભ પોતાના પછાત રહેલા અન્ય બંધુઓને આપશે. પણ તે આશા વ્યર્થ નિવડી છે. ઇંગ્રેજીની વકીલાત કરતો તેમજ સરકાર પક્ષ એટલું એકમતે સ્વીકારે છે કે જનસમાજના લાભ માટે દેશી સાહિત્યનો બહોળો પ્રચાર અને ઉપયોગ થવાની અત્યંત જરૂર છે અને હરેક પ્રકારે તેમાં વૃદ્ધિ અને સુધારો કરવો જોઇએ.

૨. માતૃભાષા પ્રત્યે જેમને અત્યંત મમતા છે તે જણાવે છે કે આમ એકલા સાહિત્યની સમૃદ્ધિ થયેથી માતૃભાષાનો ઉપયોગ અને અભ્યાસ વધવાના નથી. પણ તે માટે શોખ અને માગણી પ્રથમ ઉદ્ભવવા–ઉત્પન્ન કરવા–જરૂરના છે. માતૃભાષાનો ખરો વિકાસ અને વૃદ્ધિ થવાને શાળામાં તેનો ફરજીઆત અભ્યાસ થવો જોઇએ. અને જ્યારે યુનિવરસિટિના અભ્યાસક્રમમાં તેને તે સ્થાન મળશે ત્યારેજ લાભ થશે. આમ, તેનો નિયમિત અને પદ્ધતિસર અભ્યાસ થવાથી, તેનું પરિણામ ફળદાયી આવવાનું અને તેથી સાહિત્યમાં નવીન ચેતન અને સામર્થ્ય આવશે.

૩. તેમજ પ્રજાને ઉંચી કેળવણી અને જ્ઞાન આપવાને માતૃભાષાનો વધારે અને છૂટથી ઉપયોગ કરવાની જરૂર છે. પ્રજા કેળવણી અને ઉંચી કેળવણીના પ્રશ્નોનો ઉકેલ માતૃભાષા દ્વારા શક્ય છે. તેના ઉપયોગ સિવાય અન્ય રીતે તેની સિદ્ધિ નથી. પ્રજાને જાગ્રત કરવાને એજ ખરૂં સાધન છે.

ઉપર પ્રમાણે આ ચર્ચાનું પરિણામ આવ્યું છે પણ એટલેથી તે અટકી જાય એ વાજબી નથી. તે માટે કંઇક વ્યવહારૂ ઉપાય યોજાય તે આવશ્યક અને ઇષ્ટ છે. તે કાર્યનું સ્વરૂપ અને વ્યવસ્થા વિશે વિચાર કરીએ તે પૂર્વે માતૃસાહિત્ય અને અભ્યાસની હાલમાં શી સ્થિતિ છે તેની સહેજ તપાસ કરીએ. ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ અને અભિવૃદ્ધિ અર્થે, મુખ્યત્વે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, શ્રીમંત ગાયકવાડ સરકારનું ભાષાંતર ખાતુ, ગુજરાતી પ્રેસ, ફૉર્બસ સભા, પરિષદ ભંડોળ કમિટી, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, જ્ઞાનવર્ધક ગ્રંથમાળા, સસ્તી વાર્તામાળા, વગેરે સંસ્થાઓ સારૂં અને ઉપયોગી કાર્ય કરી રહ્યાં છે અને ધારે તો તે સર્વે એકત્ર થઇ, સહકાર્યનો સિદ્ધાંત સ્વીકારી અને તે પ્રમાણે કાર્યની વહેંચણી કરી, અમુક નિર્ણયપર આવી, કાર્ય કરે તો સંભાવત છે કે ચોક્કસ મુદતમાં તે સઘળી સંસ્થાઓ

એક સામટું સાહિત્યને સારી રીતે સમૃદ્ધ કરી શકે. સાહિત્યમાં અત્યારે શેની ઉણપ છે; કેવા પુસ્તકોની ખોટ છે; કયી દિશામાં વધુ પ્રયાસ થવાની જરૂર છે; પ્રજાને કેવું સાહિત્ય જોઇયે છે; તે કોણ સારી રીતે ઉપાડી લઇ શકે; એ વગેરે વિગતના પ્રશ્નો એકઠા મળી ઉકેલાય અને નિર્ણિત ધોરણપર કામ કરવામાં આવે તો બેશક, દેશી સાહિત્યને સમૃદ્ધ કરવાને જે ઇચ્છા પ્રદર્શિત થાય છે, તે સહેલથી અને સત્વર પૂરી પાડી શકાય. પરંતુ અહિં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જ્યાં સુધી માતૃસાહિત્ય માટે શોખ ઉત્પન્ન થાય નહિ, તે માટે માગણી ઉદ્ભવે નહિ ત્યાં સુધી માત્ર પ્રસિદ્ધિ અને સંખ્યાથી શો લાભ મળવાનો? જે શિક્ષાંનો ઉપયોગ થતો નથી, તેની સંખ્યા વધારે જવાથી શી ફળસિદ્ધિ થવાની? આ પરથી એમ સ્પષ્ટ થાય છે કે પ્રથમ લોકલાગણી અને શોખ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે. અને યુનિવરસિટિના અભ્યાસક્રમમાં માતૃભાષાને યોગ્ય અને ફરજીઆત સ્થાન નહિ મળે અને તે માટે અન્ય વ્યવસ્થા નહિ થાય ત્યાં સુધી આ પ્રશ્નનું અન્ય રીતે સંતોષકારક નિરાકરણ થવું સંભવિત નથી.

હવે શાળામાં માતૃભાષાના અભ્યાસની શી સ્થિતિ છે તે જોઇએ. દશ કે બાર વર્ષ પ્રાથમિક કેળવણી પૂરી કર્યા પછી, માતૃભાષાના શિક્ષણ પાછળ સમૂળગું લક્ષ અપાતું નથી અને તેની કેવળ અવગણના થાય છે, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ થતી નથી. માધ્યમિક શાળામાં કેળવણીનું વાહન ઇંગ્રેજી છે અને તે ભાષા પર કાબુ મેળવવાને તમામ શક્તિનો નિરર્થક વ્યય થાય છે. છેલ્લી પરીક્ષા સિવાય યુનિવરસિટિના બંધારણમાં તેને સ્થાન નથી. આ રીતે તેનો અભ્યાસ સાવ પ્રાથમિક સ્થિતિમાં રહે છે અને પછીથી તેનો વિકાસ થવાને અવકાસ હોતો નથી. કેળવણીનો લાભ અત્યારે બહુ થોડાને મળે છે; અમુક સંખ્યાજ ઇંગ્રેજીનું જ્ઞાન સંપાદન કરે છે; ઘણાનું તે જ્ઞાન માત્ર નામનું હોય છે. અધવચથી તેઓ ઇંગ્રેજીનો અભ્યાસ મૂકી દેછે. આથી નથી મળતું એમને ઇંગ્રેજીનું પુરતું જ્ઞાન કે નથી તેમને માટે માતૃભાષા દ્વારા ઉંચી કેળવણી લેવાને કશી વ્યવસ્થા. એમની સ્થિતિ કફોડી થઇ પડે છે. તેમજ વર્નાક્યુલર ફાઇનલ પાસ કરેલા, ટ્રેનિંગ કોલેજના સ્કૉલરો અને ટ્રેઇન્ડ શિક્ષકો માટે પણ નિયમિત અભ્યાસક્રમ અને શિક્ષણ પૂરૂં કર્યા પછી, વિશેષ ઉંચું જ્ઞાન લેવાને કશી જોગવાઇ નથી. એમની શક્તિ કુંઠિત રહે છે અને તેનો વિકાસ થતો નથી. ઉંચી કેળવણી લેવાને તે વર્ગ ઉત્સુક હોય છે પણ સાધન અને વ્યવસ્થાના અભાવે, જે કાંઇ ઉલપક જ્ઞાનના સાધન અને માહિતી મળી આવે છે, તેથી સંતોષ માને છે. આવી સ્થિતિ કેમ સાંખી રહેવાય? આ ઉપરાંત જનસમૂહની કેળવણી અને સ્ત્રી કેળવણી—એ પ્રશ્નો હજી ચર્ચાય છે પણ તેની જરૂરીયાત તરફ પુરતું લક્ષ અપાતું નથી. આખો સમૂહ અંધકારમાં સબડે છે પણ તેના ઉદ્ધાર માટે જરૂર પુરતી વ્યવસ્થા પણ નજરે પડતી નથી. નવા સંજોગોને લઇને સમાજ નવિન જ્ઞાન અને માહિતી મેળવવા આતુર છે, તલપી રહ્યો છે પણ તેને પહોંચી વળવાને કશી તૈયારી કે સાધન નથી. આખી ભૂમિકા તૈયાર છે પણ તેનો ઉપયોગ થતો નથી. ઇંગ્રેજીના શિક્ષણથી મળવાના ભવિષ્યના સુખની મોટી આશાઓમાં વર્તમાન સ્થિતિ પ્રતિ બેદરકારી રહે અને અવગણના થાય તે અસહ્ય છે. સૌ કોઇને ભવિષ્યમાં શ્રદ્ધા અને આશા છે પણ તે વિસરાવું જોઇતું નથી કે એ ભવિષ્યનું બંધારણ વર્તમાનમાંથી ઉદ્ભવવાનું છે. આવા મોટા સમૂહના અથાગ બુદ્ધિ બળ અને શક્તિનો નિરર્થક નાશ

થાય તે સ્થિતિ કેમ જોઈ બેસી રહેવાય ? તે ખોટ આપણુને પરવડે એમ નથી. પ્રજાના વિકાસ માટે કેળવણી આવશ્યક છે. તે નવીન ચક્ષુ–શક્તિ–બક્ષે છે. તેની સહાયતા અપૂર્વ છે. પણ તે લાભ સમસ્ત પ્રજાને ક્યારે મળશે ? એનો કોઇ વિચાર કરશે ? ખરેખર, અત્યારની સ્થિતિ દુઃખદ અને શરમાવનારી છે.

વર્તમાન સ્થિતિ ઉપર જણાવ્યા પ્રમાણે છે અને તે વિશે પુખ્ત વિચાર કરતાં એમ ખાત્રી થાય છે કે પ્રજાને ઉંચી કેળવણી અને જ્ઞાન આપવાને તાબડતોબ વ્યવસ્થા થવી જોઇએ છે અને તે માતૃભાષા દ્વારા શક્ય છે. વળી જ્યાંસુધી માતૃભાષાને અભ્યાસક્રમમાં સ્થાન નહિ મળે અને તેનું શિક્ષણ ફરજીઆત નહિ થાય ત્યાં સુધી એના ઉત્કર્ષ અને અભિવૃદ્ધિની આશા રાખવી તે ફોકટ છે. તેમજ સાહિત્ય માટે મમતા અને માગણી ઉત્પન્ન કર્યા સિવાય એકલાં પુસ્તકોની પ્રસિદ્ધિ ફળદાયી થવાની નથી.

આના ઉપાય તરીકે લંડન ટાઇમ્સનો ખબરપત્રીx સૂચવે છે તે પ્રમાણે વર્તમાન યુનિવરસિટિઓમાં ઇંગ્રેજીની પેઠે જૂદો અભ્યાસક્રમ દાખલ કરી માતૃભાષાદ્વારા ઉંચી કેળવણીને ઉત્તેજન આપવું. આજ વિચારને સર રવિન્દ્રનાથ ટાગોર બહુ ખૂબીથી અને આકર્ષક રીતે રજુ કરે છે.* ઇંગ્રેજી મારફત લગભગ બધું શિક્ષણ અપાતું હોવાથી, સમાજનો ઘણો મોટો ભાગ તે કેળવણીનો લાભ લઈ શકતો નથી. એમની શકિત અને બુદ્ધિનો વિકાસ થતો નથી; તેનો ઉપયોગ થતો નથી. તે સ્થિતિ શોચનિય છે. તે દૂર કરવાને યુનિવરસિટિના અભ્યાસક્રમમાં ઇંગ્રેજીના પડખે માતૃભાષાને સમાન સ્થાન આપવું અને માતૃભાષાદ્વારા ઉંચુ શિક્ષણ આપવાને વ્યવસ્થા કરવી અને તે માટે નવી પદ્વી–ડીગ્રી–સ્થાપવી, એજ અત્યારે જરૂરનું અને લાભદાયી છે. તે પ્રમાણે યુનિવરસિટિ તરફથી ઇંગ્રેજી પેઠે માતૃભાષાદ્વારા ઉંચી કેળવણી આપવાને યોજના થયેથી તે લાભ જનસમૂહ જલદી અને મોટા પ્રમાણમાં લઈ શકશે. આમ, ઇંગ્રેજી અને માતૃભાષાદ્વારા જ્ઞાનના બે પ્રવાહ ચાલુ થશે અને યુનિવરસિટિ તે બે પ્રવાહનું સંગમ સ્થાન બનશે અને ત્યારે તેનો દેખાવ અને પરિણામ ગંગા અને યમુનાના સંગમ માફક ભવ્ય અને આકર્ષક જણાશે અને તેના ફળ, બહુ સુંદર, મીઠાં અને હિતકારક આવશે.

---

× 1. " That the substitution of them ( vernaculars ) at this time of the day for English is beyond the bounds of practical politics. *Would it not be possible, however, to have a parallel vernacular course ?"*

*—Times Educational Supplement 4th Oct. 17.*

* 2. " But what harm if these extersion lectures be made over to the Bengalis for their very own ?.........If, like the sacred confluence of the Ganga and the Yamna, the University becomes the meeting place of two streams of learning, through English and vernacular, than will it become a veritable place of pilgrimage.........And through the dark and pale waters of these two different streams may continue to be distinguished separately, they will never the less flow on together, making the culture of the country, wider, deeper and truer. "

*—Ravindranath Tagore–Modern Review October 17.*

ચાલુ સ્થિતિ સુધારવાને અને ઈચ્છિત ફળની પ્રાપ્તિ માટે પરિસ્થિતિ જોતાં એકજ ઉપાય જણાય છે. અને તે ઉપાય—માતૃભાષાનો વધુ અભ્યાસ; અભ્યાસક્રમમાં તેને યોગ્ય અને ફરજીઆત સ્થાન; અને માતૃભાષાદ્વારા ઉંચી કેળવણી—એ છે. અત્યારના યુનિવરસિટિના બંધારણમાં જરૂરી ફેરફાર કરેથી તે લાભ સહેલથી મળી શકે તેમ છે. યુનિવરસિટિએ અભ્યાસક્રમમાં માતૃભાષાને ફરજીઆત સ્થાન આપવું અને ઉંચી કેળવણી માટે નવી ડીગ્રી સ્થાપવી, અને જૂદો અભ્યાસક્રમ યોજવો—એની પ્રથમ જરૂર છે. તેમ ન થઇ શકે એમ જણાય તો એ હેતુની સિદ્ધિ અર્થે સ્વતંત્ર રીતે જૂદી વ્યવસ્થા કરવી એજ ઉત્તમ માર્ગ છે.

કેવી રીતે આ વિચાર પાર પાડી શકાય તેનો આપણે હવે વિચાર કરીએ. આપણે ઇચ્છીએ છીએ, બલ્કે આપણી માગણી છે કે સરકારે આ કાર્ય હાથ ધરવું જોઇએ અને તે સહેલથી કરી શકે એમ છે. પ્રજા કેળવણી એ સરકારનું મુખ્ય કર્તવ્ય છે. પરંતુ અત્યારના સંજોગો ધ્યાનમાં લેતાં અને આજપર્યંત મળેલા અનુભવ પરથી, એજ અનુમાન પર અવાય છે કે સરકાર પાસેથી નજદિકમાં એ દિશામાં કાંઈ પણ મદદની આશા રાખવી એ ફોકટ છે. અત્યારે એજ મોટા સંતોષની વાત છે કે લાંબી મુદત પછી સરકારે આખરે ઑન. મી. પટેલનું ફરજીઆત પ્રાથમિક કેળવણીનું બીલ, ચોક્કસ સરતે સ્વીકાર્યું છે અને સહાયતા આપવા ખુશી બતાવી છે. વળી સરકારી કાર્ય—યંત્રને ગતિમાન કરવું એ પણ ભારે અને મુશ્કેલ કાર્ય છે. તે માટે પ્રજાકીય ચળવળ અને દબાણ ચાલુ રહેશે. પણ દરમ્યાન દેશનો વિચારક વર્ગ આ સંબંધમાં તાત્કાલિક કંઇક વ્યવહારૂ ઉપાય યોજે તે ઇચ્છવા યોગ્ય છે. પ્રજાના નાયકોએ—શિક્ષિત વર્ગે—આ જવાબદારી કંઇક અંશે ઉપાડી લેવી જોઇએ. તે પ્રજાને સ્વાશ્રયનો પાઠ શિખવશે, અને કંઇક અનુભવ પણ મળશે. ચાલુ મહાન્ યુદ્ધે અનેક નવીન સત્યો આપણને બતાવ્યાં છે; આપણા ચક્ષુ ખોલ્યાં છે. ભાવિ ઉન્નતિ માટે તેનું શિક્ષણ ઉપકારક થયું છે. પ્રજામતનું સામર્થ્ય; પ્રજાનું સ્વાતંત્ર્ય; સમાનતા; બંધુત્વ અને મનુષ્યત્વ—એ મહાન સત્યો આ લડાઇના પ્રેરક બળ છે અને પ્રજા હક્કના રક્ષણ અને બચાવ અર્થે, ન્યાય અને નીતિની સરસાઈ સિદ્ધ કરવાને મિત્ર રાજ્યો આટલો મહાન્ આત્મભોગ ચાલુ આપી રહ્યા છે. આવું દારૂણ યુદ્ધ મચી રહ્યું છે; નાણાંની અછત છે—આવી વિપદ્ સ્થિતિ છે—છતાં ઇંગ્લાંડની પ્રજા અત્યારે કેળવણીનો પ્રશ્ન વિચારી રહી છે અને તે પાછળ ભારે નવું ખર્ચ કરવાને પાર્લામેન્ટે મંજૂરી આપી છે. નવા કેળવણી બીલનો ખરડો પાર્લામેન્ટમાં રજુ કરતા ભાષણના અંતે, મી. ફિશરે જણાવ્યું હતું—અને તે શબ્દો આપણે ભૂલવા જોઇતા નથી,—કે, " That a memorial of our part in this war should be a great University for England in which the whole population should have the means of rising to a higher level of learning and culture than it has hitherto been possible to reach."

આ પરથી આપણે એવી પ્રતિજ્ઞા લઇશું કે બ્રિટિશના પગલે અનુસરીને—નવીન ચળવળના સ્મારકરૂપે—પ્રજાને ઉંચી કેળવણી આપવાને સતત્ પ્રયાસ કરીશું અને અંતિમ લક્ષ્યને પહોંચતા સુધી જંપીશું નહિ. ત્યારેજ આપણે સુધરેલા રાષ્ટ્રોની હરોળમાં માનપૂર્વક યોગ્ય અને સમાન સ્થાન લેવાને શક્તિમાન થઇશું.

પ્રયોગ તરીકે અને શરૂઆતમાં એમ લાગે છે કે પ્રજાએ આ પ્રશ્નનો ફડચો જાતે કરવો જોઇશે. બે જરૂરી સુધારા—(૧) અભ્યાસક્રમમાં માતૃભાષાને ફરજીઆત સ્થાન અને (૨) ઉંચી કેળવણી માટે ખાસ ડીગ્રીઓ સ્થાપી માતૃભાષાના જુદા અભ્યાસક્રમની યોજના—વર્તમાન યુનિવરસિટિ નજદિકમાં સ્વીકારે એ સંભવિત દિસતું નથી. કેમકે તે સંસ્થાનું તંત્ર મૂખ્યત્વે સરકાર હસ્તક હોય છે અને સરકારને આ વિષયની મહત્તા અને ગંભીરતા જોઇએ તેટલી સ્પષ્ટ જણાતી નથી. તેથી પ્રજાએ આ કાર્ય માટે સ્વતંત્ર યોજના કરવી પડશે. માત્ર પરીક્ષાના સંકુચિત ધોરણપર તે યોજના ઘડાવી ન જોઇએ. તેનું બંધારણ ઉદાર, વ્યાપક અને સર્વદેશી હોવું જોઇએ. સામાન્ય સંસ્થા સ્થાપે આપણો હેતુ પાર પડવાનો નથી. તે માટે ખાસ યુનિવરસિટિ સ્થાપવી જોઇએ. પરીક્ષા એજ આજપર્યંત યુનિવરસિટિનું કર્તવ્ય મનાતું હતું. પણ તેમાં હવે બહોળો ફેરફાર થયો છે. પરીક્ષા, શિક્ષણ, શોધખોળ, લાઇબ્રેરી, પુસ્તક પ્રસિદ્ધિ, ભાષણોની યોજના અને વસતી ગૃહ—એ આધુનિક યુનિવરસિટિના આવશ્યક અંગો મનાય છે. અને તે ધોરણ પર ગુજરાતી યુનિવરસિટિની યોજના અને બંધારણ રચાવાની જરૂર છે. આવી સ્થિતિ જામશે ત્યારે માતૃભાષાનું ભવિષ્ય ઉજ્જવળ અને આશાજનક દેખાશે. આ યોજનામાં—હિલચાલમાં—થઇ ન શકે એવું કાંઇ નથી. પ્રજા જીવનના વિકાસ અર્થે આ ચળવળ છે. આ પ્રજાકીય પ્રશ્ન છે. આમાં પ્રજાનું હિત સમાયેલું છે. યુનિવરસિટિ એ પણ પ્રજાસત્તાક મંડળ છે. યુનિવરસિટિનો દરજ્જો અને પ્રતિષ્ટા મોટા અને ગૌરવવાળા હોય છે; તેનું માન પડે છે. તે નામ જનસમૂહને આકર્ષે છે. વળી ભાષા ભેદ પ્રમાણે પ્રાંતિક વિભાગ પાડી, દરેક મા ભાષાની યુનિવરસિટિ સ્થાપવાનો પ્રશ્ન હાલમાં ચર્ચાય છે. માટે, આ સંસ્થાને—પ્રજાકીય હિલચાલને—ગુજરાતી યુનિવરસિટિ—એવુ નામ આપવું તે બરાબર બંધબેસતુ અને વાજબી છે. તે નામ આ હિલચાલની મહત્તા અને ગૌરવમાં વૃદ્ધિ કરશે.

હવે આ ગુજરાતી યુનિવરસિટિ માટે સ્વતંત્ર સંસ્થા સ્થાપવી કે ચાલુ સંસ્થાનો તે માટે ઉપયોગ કરી આ કાર્ય આરંભવું, એ વિચારવા જેવો પ્રશ્ન છે. નવીન સંસ્થા કાઢવાને મોટું ફંડ જોઈશે અને વળી તેના સ્થળ માટે મતભેદ પડશે. આ માત્ર પ્રયોગ છે; કાર્યની શરૂઆત થાય છે. તેથી એ વિચારનું યોગ્ય પોષણ થતાં સુધી ચાલુ સંસ્થાદ્વારા તે કાર્ય કરવું એ વધારે હિતકારક છે. સેન્ટ્રલ હિન્દુ કોલેજ અને મહિલા વિદ્યાલયમાંથી, હિન્દુ યુનિવરસિટિ અને ભારતીય મહિલા વિશ્વ વિદ્યાલય—એ યોજનાઓ વિકાસ પામી, પરિપક્વ થયેલી છે.* તે પ્રમાણે થોડોક સમય ચાલુ સંસ્થા દ્વારા—તેનું પરિણામ જોયા પછી—તે માટે મોટા પાયા પર હિલચાલ થાય તો તેની અસર વધારે સંગીન અને ફળદાયી થાય તેમજ તે પ્રતિ સરકારનું પણ ધ્યાન દોરી શકાય.

આ દૃષ્ટિએ જોતાં ત્રણ પ્રજાકીય સંસ્થાઓ છે, જે આ કાર્ય સંતોષકારક રીતે કરી શકે અને જે ખાસ સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે સ્થપાયેલી છે.* (૧) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. (૨) ફૉર્બસ સભા. (૩) પરિષદ ભંડોળ કમિટી. આમાંની ગમે તે કોઇ સંસ્થા

---

* મુંબઇ યુનિવરસિટિ સાથે શ્રીમંત ગાયકવાડ સરકારનું કેળવણી ખાતું નિકટ જોડાએલું હોવાથી કેળવણીના વાહનમાં તે આવું ન કરી શકે પણ ગુજરાતી યુનિવરસિટિની હિલચાલ—અન્ય પ્રજાકીય પ્રશ્નો પેઠે—તે હાથ ધરે તો તેની સિદ્ધિ સત્વર થાય એ ચોક્કસ છે. વડોદરાની સાહિત્ય સભાને તે પ્રશ્ન ઉપાડી લેવા નમ્ર વિનંતિ છે.

સ્વતંત્ર રીતે આ કાર્ય ઉપાડી લઇ શકે એવી સ્થિતિમાં છે પરંતુ કેટલીક ખાસ સગવડો અને અન્ય કારણોથી ગુજરાતી યુનિવરસિટિ માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમને વધારે અનુકૂળ અને પસંદ કરવા યોગ્ય માલુમ પડે છે; જો કે તેની સિદ્ધિ માટે ત્રણે સંસ્થાઓ વચ્ચે એખલાસ અને સહકાર્યની જરૂર છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી એ સાર્વજનિક સંસ્થા છે. તે સાહિત્ય અને કેળવણીના કાર્ય માટે સ્થપાએલી છે. તેની કાર્ય મર્યાદા ઉદાર અને વિશાળ છે. તેનો ઉદ્દેશ બહુ વ્યાપક અને સર્વદેશી છે. તે નીચે પ્રમાણે છે:—

"ગુજરાતી ભાષા અને સાહિત્યની સમૃદ્ધિ વધારવાને ઉપયોગી પુસ્તકો રચાવી પ્રગટ કરવાં, ઉત્તેજન દાખલ પુસ્તકો ખરીદ કરી ગ્રંથકર્તાઓને મદદ કરવી, કેળવણી અને વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવા માટેના ફંડો ટ્રસ્ટમાં રાખીને તેમનો વહિવટ કરવો અને બીજી દરેક રીતે ગુજરાતમાં દેશી ભાષાદ્વારા કેળવણી તથા જ્ઞાનનો વધારો થાય એવા યત્ન કરવા."

અને છેલ્લી કલમથી યુનિવરસિટિની યોજનાનો સોસાઇટીના કાર્યક્રમમાં સમાવેશ થઇ શકે છે. શરૂઆતમાં જ્યારે કેળવણીનો પ્રચાર થયો નહોતો અને કોઇ સાર્વજનિક સંસ્થા નહોતી, તે વખતે સમયાનુકૂળ લોકોપયોગી કાર્યો, જેવા કે, લાઇબ્રેરી, કન્યાશાળા, વર્તમાનપત્ર, પુસ્તકપ્રસિદ્ધિ, છાપખાનુ, શાળાપયોગી પુસ્તકોની પ્રસિદ્ધિ, પુસ્તકપ્રચાર, ડિબેટિંગ મંડળોને ઉત્તેજન વગેરે, ઉપાડી લઇ સોસાઇટીએ સારી દેશસેવા કરી હતી. અને તે પ્રમાણે સંજોગો બદલાતા, તેના કાર્યક્રમમાં ફેરફાર અને સુધારા થાય તે આવકારદાયક અને ઇષ્ટ છે. તે પ્રજાની સંસ્થા છે. તેનું તંત્ર પ્રજાના અગ્રેસરો હસ્તક છે. ગુજરાતના ઘણાખરા જાણીતા આગેવાનો અને વિદ્વાનો તેના સભ્યો છે. અને તેની પ્રતિષ્ઠા અને લાગવટ જામેલી અને પ્રસિદ્ધ છે.

ગુજરાતી યુનિવરસિટિની શરૂઆત સોસાઇટી કરે તો અમને પ્રતીતિ છે કે તે કાર્ય અવશ્ય ફતેહમંદ અને યશસ્વી નિવડે. વળી આ કાર્ય કરવાને તેને બહોળા અને મોટા ફેરફાર કરવા પડે એમ નથી; એમાંનું કેટલુંક કાર્ય તે અત્યારે પણ કરે છે. કામપુરતા નવા સુધારા દાખલ કરી, યુનિવરસિટિના ધોરણ પમાણે, તેનો કાર્યક્રમ નવેસર ગોઠવે તો બેશક, ગુજરાતી યુનિવરસિટિનું કાર્ય તે સહેલથી સિદ્ધ કરી શકે. માત્ર પ્રજાની સહાનુભૂતિ અને સહાયતા, તેની ફતેહ માટે ખાસ જરૂરના છે.*

ઉપર સૂચવેલી ગુજરાતી યુનિવરસિટિનું કાર્ય કેવી રીતે ફતેહમંદ થઇ શકે તેની કામચલાઉ યોજના ચર્ચા માટે નીચે રજુ કરી છે અને તે મારા અંગત અભિપ્રાય છે.

યુનિવરસિટિની યોજનામાં નીચેના સાત અંગોનો સમાવેશ કર્યો છે અને તે દરેક વિભાગમાં શું કાર્ય થઇ શકે તે વિષે ક્રમસર વિવેચન કરેલું છે.

૧. પરીક્ષા (examination). ૨. શિક્ષણ. (teaching). ૩. શોધખોળ (research) ૪. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક ભાષણમાળાની યોજના—જનસમૂહ માટે ઉંચી કેળવણીની

* યુનિવરસિટિની ભાવના વિચારકોને ગ્રાહ્ય ન થાય ત્યાં સુધી નાણાં અને બંધારણના પ્રશ્નોની ચર્ચા અનાવશ્યક છે, એમ સમજી અહિં તેનો ઉલ્લેખ કર્યો નથી.

વ્યવસ્થા. (University Extention Lectures) ૫. લાઇબ્રેરી. ૬. માસિક. ૭. પુસ્તક પ્રસિદ્ધિ. [ ૮. છાપખાનું. ( આની વ્યવસ્થા જુદી સ્વીકારી છે એટલે તે ભાગ પડતો મૂક્યો છે. ]

૧. પરીક્ષા. અ. પ્રતિવર્ષે ગુજરાતી સાહિત્યમાંથી ખાસ પસંદ કરેલા પુસ્તકોનો પદ્ધતિસર અભ્યાસ અને તેની પરીક્ષા.

બ. ઉમેદવારોને માર્ગદર્શક અને મદદરૂપ થાય એવા પ્રકારનું સામાન્ય વિવેચન–શિક્ષણ–નિર્ણિત કરેલા પુસ્તકો પરત્વે–વ્યાખ્યાનરૂપે.

ક. પ્રમાણપત્ર અને ઇનામ–( ઉપલા અમુક નંબરને ).

[ ખુલાસો—સનાતન ધર્મમંડળ અને ગુજરાત સાહિત્ય સભા તરફથી લેવાતી પરીક્ષાના પરિણામો સંતોષકારક જણાયાં છે અને એવી માન્યતા થયેલી છે કે એકાદ પ્રતિષ્ઠિત સંસ્થા તરફથી મુકરર ધોરણપર માતૃભાષાના અભ્યાસની પરીક્ષા લેવામાં આવે તો ટ્રેનિંગ કોલેજના સ્કૉલરો, ટ્રેન્ડ શિક્ષકો, કોલેજના વિદ્યાર્થીઓ, અને અન્ય સાહિત્ય પ્રેમીઓ–સ્ત્રી અને પુરૂષ વર્ગ–અવશ્ય તેનો લાભ લે.

દર વર્ષે સોસાઇટી તરફથી ' સ્ત્રી શિક્ષણ ' ની પરીક્ષા લેવાય છે. તેનો હેતુ મોટી ઉમરની સ્ત્રીઓને ઉંચી કેળવણી આપવાનો છે. તેજ હેતુ આ પરીક્ષાની યોજનામાં રહેલો છે. માત્ર તેનો ઉપયોગ સંકુચિત ન રાખતા, તે લાભ સર્વ કોઇ માટે ખુલ્લો મૂક્યો છે. સોસાઇટી આ કાર્ય સહેલથી કરી શકે એમ છે. ]

૨. શિક્ષણ અને ૩. શોધખોળ. અ. માતૃભાષાના વિકાસ અર્થે, ભાષા, સાહિત્ય અને ઇતિહાસનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ અને તે માટે બે કે ત્રણ અધ્યાપકોની નિમણુંક.

બ. અધ્યાપકોનું કર્તવ્ય:—

૧. નિર્ણિત કરેલા પુસ્તકોપર સામાન્ય વિવેચન–વ્યાખ્યાનરૂપે.

૨. અમુક સમય ( period ) નો અથવા લેખકનો પદ્ધતિસર અભ્યાસ અને તેનું પરિણામ લેખ કે પુસ્તક રૂપે તૈયાર કરવું.

૩. અભ્યાસ મંડળ સ્થાપવા.

[ ખુલાસો–હિન્દુસ્તાનની ઘણીખરી યુનિવરસિટિઓમાં કેટલાક સમયથી જુદા જુદા વિષયોના–જેવાકે–અર્થશાસ્ત્ર, ગણિત, પ્રાચીન ઇતિહાસ–ખાસ અભ્યાસ અધ્યાપકોની નિમણુંક થાય છે અને તેમનું કાર્ય લગભગ નીચે પ્રમાણે હોય છે:—

૧. ગ્રેજ્યુએટોને આગળ અભ્યાસ વધારવા માર્ગદર્શક થવું. ( Post-graduate study. ) ૨. ખાસ વિષય પર વ્યાખ્યાનો આપવા. ૩. મુદત દરમ્યાન કરેલા અભ્યાસ અને પરિશ્રમનું પરિણામ નિબંધ કે પુસ્તક રૂપે રજુ કરવું—આ પદ્ધતિ મુજબ ઉપરની

સૂચના થયેલી છે. માતૃભાષાનો અભ્યાસ નિયમિત અને વ્યસ્થિત થાય; તેનો વેગ વધે; અને ગુજરાતના વિદ્વાનોના જ્ઞાન અને વિદ્વતાનો લાભ પ્રજાને મળે એજ આ યોજનાનો ખાસ ઉદ્દેશ છે. આખો સમય અધ્યાપકોને રોકી શકીએ એવી આપણી નાણાં સ્થિતિ નથી. છતાં યોગ્ય સ્થળેથી રીતસર ચળવળ થાય તો સંભવિત છે કે શ્રીમંત ગાયકવાડ સરકાર, ફૉર્બસ સભા, પરિષદ ભંડોળ કમિટી કે એકાદ શ્રીમંત ગૃહસ્થ એક કે વધુ અધ્યાપકોની નિમણુંક કરી, આ કાર્યમાં કીમતી મદદ આપી શકે. સહકાર્ય વિના આ કાર્ય બરાબર થઇ ન શકે.

**અ. પદ્વીની યોજના.** કોઇ વિષયનો ખાસ અભ્યાસ કરી, તેના પરિશ્રમનું પરિણામ નિબંધ કે રીપોર્ટરૂપે જે અભ્યાસી મોકલી આપે અને પરીક્ષક કમિટી તે લેખ પસંદ કરે અને પ્રસિદ્ધિ માટે યોગ્ય ગણે તો એવા ઉમેદવારોને યોગ્ય પદ્વી આપી, એમના કાર્યની કદર કરવી.

[ ખુલાસો—પાશ્ચાત્ય દેશોમાં એકાદ ખાસ વિષયપર નિબંધ ( Thesis) લખી મોકલી ઉંચી પદ્વી લેવાનો રીવાજ છે. તેને અનુસરતી આ યોજના છે. અભ્યાસ મંડળમાંથી—અધ્યાપકોના પ્રયાસ અને ઉત્તેજનથી—આશા રહે છે કે આવા અભ્યાસીઓ આપણને સારી સંખ્યામાં મળી આવશે. આથી ઉંચા અભ્યાસને ઉત્તેજન મળશે અને એ રીતે કેટલુંક સાહિત્ય તૈયાર થશે.]

**બ. વાર્ષિક સમારંભ.** સામાન્ય રીતે વાર્ષિક સંમેલન આવશ્યક લેખાય છે અને આવા ખાસ સમારંભની વ્યવસ્થાથી યુનિવરસિટિના કાર્યને પ્રસિદ્ધિ મળશે અને તેની પ્રતિષ્ઠા અને ગૌરવ વધશે. તે નિમિત્તે પ્રતિવર્ષે આપણને સારા વિદ્વાનો પાસેથી નવું જાણવાનું અને શિખવાનું મળશે. તેમજ વાર્ષિક કાર્યની—પ્રગતિની સમાલોચના થશે.

**૪. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળા.**

[ ખુલાસો—પાશ્ચાત્ય દેશોમાં જેઓ યુનિવરસિટિ કેળવણી લઇ શકતા નથી એમને વધુ અભ્યાસ કરવાને અને ઉંચી કેળવણી લેવાને માટે કેટલીક ખાસ સગવડો હોય છેઃ—જેવી કે. ૧. ભાષણમાળાની યોજના (જૂદા જૂદા વિષયોપર) ૨. અભ્યાસ મંડળ. ૩. વાંચનકલબ. ૪. લાઇબ્રેરી અને ફરતા પુસ્તકાલય. ૫. ખાસ અભ્યાસક્રમની યોજના. ( continuation અથવા special courses ) વગેરે—મી. ફિશરે રજુ કરેલા નવા કેળવણી બીલમાં Continuation School ની યોજનામાં આવોજ હેતુ રહેલો છે.]

આ ધોરણ અહિં દાખલ કરવાથી જનસમૂહને ઉંચી કેળવણીનો લાભ સત્વર મળશે; સાહિત્યનો અભ્યાસ વધશે અને જ્ઞાનની વૃદ્ધિ થશે.

**૫. લાઇબ્રેરી:** યુનિવરસિટિના અંગ તરીકે એક સારા પુસ્તકાલયની જરૂર છે. સોસાઇટીની લાઇબ્રેરી સમૃદ્ધ છે. આંતર વ્યવસ્થામાં કેટલોક ફેરફાર કરેથી તે વધુ ઉપયોગી અને વિશાળ થઇ શકે. હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ પણ છે.

**૬. માસિક.** આ યોજનાની ફતેહ માટે એક સારૂં માસિક ઘણું મદદરૂપ થઇ શકે. તેમાં ભાષા, સાહિત્ય. ઇતિહાસ અને કેળવણી એ વિષયોપર ખાસ ધ્યાન અપાવું જોઇએ.

૭૩૩૫



બનતાં સુધી તે વિષયોને લગતી લગભગ તમામ માહિતી–નોંધ–એમાં આવવી જોઇએ. ત્યારેજ તે ખઈ ઉપકારક થઇ શકે. બુદ્ધિપ્રકાશનું કદ મોટું કરી, કેટલાક ફેરફાર સિવાય એ દિશામાં વિશેષ નવીન કરવાનું કાંઇ નથી.

૭. **પુસ્તક પ્રસિદ્ધિ.** अ. શોધખોળ વિભાગ તરફથી બે કે ત્રણ અધ્યાપકોના લેખો કે ગ્રંથો તૈયાર થાય તે.

ब. લોકોપયોગી અને જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળા–વર્ષ દરમ્યાન એક કે બે યોજાય તે.

क. ૧. સાહિત્યના જે વિભાગમાં પુસ્તકો બહુ ઓછાં હોય અથવા સમૂળગાં ન લખાયાં હોય, તે નવાં લખાવવા અને તેમાં પુરતી કરવી.

૨. હોમ યુનિવરસિટિ, પિપલ્સ બુકસ, કેમબ્રીજ યુનિવરસિટિ મેન્યુઅલસ્, ટેમ્પલ પ્રાઇમર્સ, યુઝફુલ નોલેજ સીરીઝ, વગેરે ઉંચી પ્રતિના પણ સસ્તાં પુસ્તકો–એમાંથી ખાસ પસંદ કરેલા પુસ્તકો–ક્રમસર, સસ્તી કીંમતે અને એકસરખા કદનાં છપાવવાં.

૩. બાળ સાહિત્ય તૈયાર કરાવવું.

૪. કોષ, સાઇકિલોપિડિયા, ટાઇમ્સ ઑફ ઇંડિયા યરબુક, લીટરરી યરબુક–એવા રેફરેન્સના પુસ્તકો યોજના કરવી.

[ ખુલાસો–સોસાઇટી તરફથી પુસ્તક પ્રસિદ્ધિનું કાર્ય નિયમિત રીતે થયા કરે છે. ઉપરના વિભાગ–માત્ર વ્યવસ્થા અને ધોરણના ફેરફાર સૂચવે છે. સોસાઇટી તરફથી નવાં લખવા સોંપાતા પુસ્તકોની યાદી, પૂજ્યશ્રી આનંદશંકરભાઇએ એકવાર જણાવ્યું હતું તેમ, ખાસ હેતુપૂર્વક અને અમુક ધોરણપર તૈયાર કરવામાં આવે છે. તેમજ જે વિભાગમાં પુસ્તકો ન લખાયાં હોય કે નવાની જરૂર હોય–તે ખોટ કેટલેક અંશે પૂરી પાડવાનો પણ પ્રયાસ થાય છે; જો કે તે પુસ્તકોની પ્રસિદ્ધિ જનસમૂહને રૂચિકર અને આકર્ષક થતી જણાતી નથી. દર વર્ષે ભેટ અપાતાં છૂટક પુસ્તકોપરથી નહિ પણ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલાં લગભગ ૩૦૦ પુસ્તકોની–વિષય અને લેખક પ્રમાણે વિભાગ પાડી–સમાલોચના થાય તો સૌ કોઇ એટલું સ્વીકારશે કે સોસાઇટીની સાહિત્ય સેવા અપૂર્વ અને કીમતી છે. ]

છેવટે એટલું બસ થશે કે આ એક ઉચ્ચ ભાવના છે; તે બહુ રમ્ય અને આકર્ષક છે; જો કે તે નવિન નથી. તેના પરિણામ સિદ્ધ થયેલાં અને પ્રસિદ્ધ છે. તેની શક્તિ અને અસર અદ્‌ભૂત અને મોહ ઉપજાવનારી છે. સુધરેલા દેશોમાં યુનિવરસિટિનું ગૌરવ અને મરતબો મોટા છે અને પ્રજાજીવનમાં તે મહત્વનું સ્થાન લે છે. હિન્દુ યુનિવરસિટિ અને ભારતીય મહિલા વિશ્વવિદ્યાલયની હિલચાલ પ્રજાને એજ માર્ગે પ્રેરે છે. ભાષા પ્રમાણે પ્રાંતિક વિભાગ અને યુનિવરસિટિ સ્થાપવાને ચળવળ ચાલુ છે. અને તેજ દિશામાં આ પ્રયાસ છે

અને તે પ્રજાના હિત માટે છે. ગુજરાતી યુનિવરસિટિની ભાવના ફળિભૂત થશે ત્યારે માતૃ ભાષા અને સાહિત્યની સમૃદ્ધિ થશે અને મહાન કવિશ્રી પ્રેમાનંદના સ્વપ્નું સત્ય આપણે પ્રત્યક્ષ જોઇશું:—

" સાંગો પાંગ સુરંગ અંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઉપરી;
જે ગીર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ ત્યો વરી,
થાઓ શ્રેષ્ટ સહુ સખીજન થકી એ આશ પૂરો હરિ. "

